# 365 સુવિચારો




## ( દિન-વિશેષની નોંધ સાથે )

# શ્રી હાથીપુરા પ્રા. શાળા

# તા-પાટડી

# જિ-સુરેન્દ્રનગર

# 1 જાન્યુઆરી

- જીવનની મધુરતા મનુષ્યની દ્રષ્ટિ ઉપર નિર્ભર છે.

- ખ્રિસ્તીનું નવું વર્ષ.

# *2 જાન્યુઆરી*

- ***માણસનાં સુખદુ:ખનો આધાર પોતે શું વિચારે છે, તેનાં પર છે.***

# 3 જાન્યુઆરી

- ક્ષમા અને અહિંસા માણસને સંત બનાવે છે.

  - મહાત્મા ગાંધીજી.

## 4 જાન્યુઆરી

➢ દરેક નવું જન્મતું બાળક એ સંદેશ લઇને આવે છે કે ઇશ્વર હજી માનવીથી કંટાળ્યો નથી.

➢ રવીન્દ્રનાથ ટાગોર

- લૂઇ બ્રેઇલનો જન્મ    તા- 4-1-1809
- સર આઇઝેક ન્યુટનનોજન્મ  તા-4-1-1643

## 5 જાન્યુઆરી

- બીજાઓથી ન થઇ શકે એ કરવું તેનું નામ આવડત. પણ , આવડતથી જે ન થઇ શકે તે કરવું તેનું નામ પ્રતિભા.

  - પક્ષીદિન

## 6 જાન્યુઆરી

- કસ્તુરી અને ચંદન પોતાના ટુકડાં કરનારનેય સુગંધિત બનાવે છે.

# 7 જાન્યુઆરી

- વિશ્વાસ એ જીવન છે અને સંશય એ મોત છે.
  - રામકૃષ્ણ પરમહંસ

## 8 જાન્યુઆરી

- જે ચહેરો ક્યારેય ન હસી શકે તે ક્યારેય ખીલી શકતો નથી.

  - મર્શિયલ

## ૭ જાન્યુઆરી

- તમારે તમારા સપનાં સાચા પાડવા હોય તો ઊંઘશો નહિ ,અને પોતાની નિષ્ફળતા માટે બીજાને દોષ દેશો નહિ.

- ડૉ. હરગોવિંદ ખુરાનાનો જન્મ તા-9-1-1922

# 10 જાન્યુઆરી

- હસમુખ વ્યક્તિ પોતાની કોશિશમાં ક્યારેય નાકામયાબ જતી નથી.

  - શેખસાદી

- વિશ્વ હાસ્ય દિન

11 જાન્યુઆરી

➢ માનવી પોતે જ પોતાનાં ભાગ્યનો વિધાતા છે.

- લાલ બહાદુર શાસ્ત્રી પુણ્યતિથિ  તા- 11/1/1966

12 જાન્યુઆરી

- હું તો મનની એકાગ્રતાને જ કેળવણીનો સાર સમજું છું , માહિતીનાં ખડકલાને નહિ.

  - સ્વામી વિવેકાનંદ

- ઊઠો, જાગો અને ધ્યેયપ્રાપ્તિ સુધી મંડ્યા રહો.

  - સ્વામી વિવેકાનંદ

- જે માણસમાં આત્મવિશ્વાસ નથી તે માણસ શક્તિશાળી હોવા છતાં ડરપોક છે, અને બુધ્ધિશાળી હોવાછતાં મૂર્ખ છે.

  - સ્વામી વિવેકાનંદ

- સ્વામી વિવેકાનંદ જયંતી (રાષ્ટ્રીય યુવા દિન)

13 જાન્યુઆરી

- તમે હસશો તો સંસાર હસી પડશે , પણ તમે રડશો તો તમારે એકલાં એ જ રડવું પડશે. કેમકે, આ મૃત્યુલોક કેવળ હાસ્યની જ ઇચ્છા રાખે છે, રૂદન તો એની  પાસે ખુદ પોતા પુરતું જ છે.

➢ એલન વ્હીલર વિલક્રોસ

14 જાન્યુઆરી

➢ અનુકરણ એ મરણની નિશાની છે.

- ઉતરાયણ – મકરસક્રાંતિ

## 15 જાન્યુઆરી

- ક્ષમા કેવી રીતે આપી શકાય તે ફક્ત શૂરવીર જ જાણે છે , ડરપોક કદી ક્ષમા ન આપી શકે. તે તેનાં સ્વભાવમાં જ નથી.

  - સરદાર પટેલ

- સેના દિન / આર્મી ડે

16 જાન્યુઆરી

- ન્યાયપૂર્ણ વ્યવહાર કરવો , સૌદર્યને ચાહવું , સત્યની ભાવના રાખવી , વિનયશીલ બનવું. એ જ સૌથી શ્રેષ્ઠ ધર્મ છે.

  - ડૉ. રાધાકૃષ્ણન

- કલ્પના ચાવલા પુણ્યતિથિ તા-16/1/2003

17 જાન્યુઆરી

- સજ્જન વ્યક્તિમાં પાંચ ગુણો હોવાં જરૂરી છે. ગંભીરતા, વિશાળદિલ, સચ્ચાઇ, કરૂણા અને પ્રામાણિક્તા. આવાં ગુણો ધરાવનાર વ્યક્તિ જ સજ્જન કહેવાય.

  - કોન્ફ્યુશિયસ

18 જાન્યુઆરી

- ઠોકર ખાધા વિના માનવીની આંખ ઉઘડતી નથી.
  - પ્રેમચંદ

19 જાન્યુઆરી

- હંમેશા પરમાત્માને પ્રાર્થના કરવી કે , હે પ્રભુ ! મને સદ્બુધ્ધિ આપો. મારી દોષદ્રેષ્ટિનું નિવારણ કરો , હું ક્યારેય કોઇનાં દોષ નહિ જોઉં. અને દોષિત બનું નહિ એટલું સામર્થ્ય મને આપજો.

- જેમ્સ વૉટ જન્મદિવસ

20 જાન્યુઆરી

- જે વ્યક્તિ મુક્ત રીતે હસી શકે છે, તે ગરીબ નથી.

રેમંડ હિચકોક

21 જાન્યુઆરી

- પરમાત્માની સાચી પ્રાર્થના કઇ ?

પોતાનાં દુર્ગુણો વિશે ચિંતન કરવું અને પરમાત્માનાં ઉપકારોનું સ્મરણ કરવું એ જ સાચી પ્રાર્થના છે.

- હિતોપદેશ.

22 જાન્યુઆરી

- તમારે જે જોઇએ તે હસીને મેળવો, નહિ કે તલવારનાં જોરથી.
    - શેક્સપિયર.

23 જાન્યુઆરી

- વિનોદવૃત્તિ જ જીવનનો રસ છે.
  - મહર્ષિ અરવિંદ

- સુભાષચંદ્ર બોઝ નો જન્મદિન 23-1-1897
  દેશપ્રેમ દિવસ

24 જાન્યુઆરી

- બેઠેલાનું નશીબ બેસી રહે છે, ઊભેલાંનું ઊભું રહે છે, સુતેલાંનું સૂતું રહે છે,જ્યારે ફરતાં રહેનારનું (ગતિશીલ) નશીબ પણ ફરતું રહે છે.

- નેશનલ ગર્લ્સ ચાઇલ્ડ ડે.

25 જાન્યુઆરી

- સુખની યાદ અને દુ:ખની ફરીયાદ માણસને દીન બનાવે છે.

- રાષ્ટ્રીય મતદાતા દિવસ

# 26 જાન્યુઆરી

➤ ખુદને ખરાબ કહેવાની હિંમત નથી રહી, તેથી બધાં કહે છે જમાનો ખરાબ છે.

- પ્રજાસત્તાકદિન
- કવિ કલાપીનો જન્મદિન 26-1-1874

# 27 જાન્યુઆરી

- કોઇપણ વ્યક્તિ જ્યાં સુધી સારી થવાનો પ્રયાસ ન કરે ત્યાં સુધી પોતે કેટલો ખરાબ છે, તે જાણી શકતો નથી.

28 જાન્યુઆરી

- દિલમાં ડૂબકી દઇએ,વૃત્તિઓ પર કાબુ રાખીએ, પળેપળ સાવધ રહીએ, ને પ્રલોભનોથી પાછા વળીએ. બસ ,જીવન સુધારા માટેની આ જ સાચી પ્રક્રિયા છે.

- લાલા લજપતરાય નો જન્મ 28-1-1865

29 જાન્યુઆરી

- મા ની એક ઝૂંપડીમાં પાંચ પુત્રો સમાય છે, પણ પુત્રો તણાં  પાંચ રાજમહેલોમાં એક મા સમાતી નથી.

30 જાન્યુઆરી

- જેમ સોનાની કસોટી ઘસવાથી, કાપવાથી,તપાવવાથી ને ટીપવાથી એમ ચાર રીતે થાય છે , તેમ માણસની કસોટી વિદ્યાથી, ચારિત્ર્યથી , ગુણથી અને કર્મથી એમ ચાર રીતે થાય છે.

- ગાંધીનિર્વાણ દિન
- શહીદદિન
- જયશંકર સુંદરી નો જન્મ 30-1-1889

31 જાન્યુઆરી

- માનવી મોટેભાગે પોતાનાં લક્ષ્યને જાણતો હોતો નથી , એ જ બધાં દુ:ખનું મૂળ છે. ઝૂંપડી પણ ઊભી ન કરી શકાય એવાં પાયા ઉપર એ મોટા મિનારા બાંધવા લાગે છે.

- રાષ્ટ્રીય રક્તપિત્ત નિષેધ દિન

## 1 ફેબ્રુઆરી

- જેને શીખવાની ધગશ છે એ જ્ઞાનને માર્ગે અવશ્ય પહોચશે.

2 ફેબ્રુઆરી

- ઇચ્છિત વસ્તું કે કાર્ય જ્યારે સામેથી મળતું હોય ત્યારે તેનો તિરસ્કાર કરનારને તે કદાપી ફરી વખત પ્રાપ્ત થતું નથી.

-શેક્સપિયર

## ૩ ફેબ્રુઆરી

- લોભીને ધનથી, ગુસ્સે થયેલાંને હાથ જોડીને, મૂર્ખને એની ધૂન પ્રમાણે વર્તીને અને પંડિતને તેને યોગ્ય હોય એવી રીતે વશ કરવો જોઇએ.

4 ફેબ્રુઆરી

- આશાવાદી મનુષ્ય જીવનમાં કદી પછડાટ ન ખાય.

- 4/2/1922 પંડિત ભીમસેન જોષી

## 5 ફેબ્રુઆરી

➢ દોષોની એક ખાસિયત હોય છે, એ આવે છે હરણ વેગે અને જાય છે , કીડી વેગે.

- કાશ્મીર દિવસ

# 6 ફેબ્રુઆરી

- સો રાવ ફરીયાદ કરતાં એક સ્મિત વધુ સારું.

- મહારાજા સયાજીરાવ ગાયકવાડ નું અવસાન.

  તા- 6-2-1939

# 7 ફેબ્રુઆરી

- સતત સારું અને ઉત્તમ બોલતાં જ રહો, આખરે તમે સારાં અને ઉત્તમ બની જશો .

8 ફેબ્રુઆરી

➢ જેટલું વાંચો તેનાથી બમણું ચિંતન કરો. અને ચાર ગણું આચરણ કરો .

- ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ ડૉ. ઝાકીરહુસૈન નો જન્મ તા-8-2-1897

# ૯ જાન્યુઆરી

- પુસ્તકો કા મૂલ્ય રત્નો સે ભી અધિક હૈ .

## 10 ફેબ્રુઆરી

- દરેક માણસ પોતાનુ આંગણું વાળી નાખે, એટલે દુનિયા આખી ચોખ્ખી થઇ જાય.

- વિશ્વ વિવાહ દિવસ

11 ફેબ્રુઆરી

➢ શ્રમ અને શ્રધ્ધા મળે જો સાથમાં ,
કંઇક લક્ષ્યો આવી જશે ભાનમાં .

- થોમસ આલ્વા એડીસન નો જન્મ- 11-2-1847

12 ફેબ્રુઆરી

➢ ઝડપથી નિર્ણય લેવો એ સદગુણ છે, પણ કોઇનાં વિશે ઉતાવળો નિર્ણયબાંધી લેવો એ દુર્ગુણ છે.

- અબ્રાહમ લિંકન નો જન્મ- 12/2/1809

13 ફેબ્રુઆરી

➢ ન રાખ આશા કદી કોઇની પાસ ,
    પછી તને કોણ કરી શકે નિરાશ ?

- હિંદનાં બુલબુલ સરોજીની નાયડુંનો જન્મ.

13/2/1897

## 14 ફેબ્રુઆરી

- ઉત્તમ માર્ક્સ, ઉત્તમ જ્ઞાન, ઉત્તમ અભ્યાસ અને ઉત્તમ ચારિત્ર્ય  મેળવવાં ધગધગતી તીવ્ર ઇચ્છાઓ કરો.

  - સંત વેલેન્ટાઇનનો જન્મદિન

15 ફેબ્રુઆરી

➢ આપણે શું છીએ તે જાણીએ છીએ, પણ શું થઇ શકીએ તે જાણતાં નથી.

- દૂરબીનનાં શોધક ગેલિલીયોનો જન્મદિન 15/2/1564
- 15/2/1926 પ.પૂ.ડોંગરેજી મહારાજ

16 ફેબ્રુઆરી

- ધનવાનોનો નાનકડો ગુણ પણ લોકો દ્વારા મહ્ત્તા પામે છે, જ્યારે ગરીબનો મોટો ગુણ પણ તરત જ લઘુતા પામે છે.

17 ફેબ્રુઆરી

- જ્વલંત સફળતાનું એક જ રહસ્ય : બીજા કરતાં થોડું વધારે કર્મ કરો.

18 ફેબ્રુઆરી

➢ મધુર વચન બોલવાથી બધાં પ્રાણીઓ સંતુષ્ટ થાય છે, તેથી તેવું જ બોલવું જોઇએ, બોલવામાં શી ગરીબાઇ ?

- રામકૃષ્ણ પરમહંસનો જન્મદિન- 18/2/1836

19 ફેબ્રુઆરી

- સમજું માણસે ધનનો નાશ , મનનું દુ:ખ , ઘરમાનું ખરાબ આચરણ , છેતરપિંડી અને પોતાનું અપમાન ક્યારેય જાહેર ન જ કરવું.

- કોપરનિક્સ જન્મદિન- 19/2/1473

20 ફેબ્રુઆરી

➢ માન (આદર) મેળવવાનો એક જ રસ્તો છે , પહેલાં માન આપો.

- અરૂણાચલ દિવસ

21 ફેબ્રુઆરી

- પંડિત, મૂર્ખ, બળવાન, તવંગર, ગરીબ - આ સૌ ઉપર મૃત્યુ સમાન ભાવ રાખે છે.

- આંતરરાષ્ટ્રીય માતૃભાષા દિન

22 ફેબ્રુઆરી

➢ પૃથ્વી પર ત્રણ રત્નો છે – જળ ,અન્ન અને સુભાષિત. મૂર્ખાઓ પત્થરનાં ટુકડાઓને ‘ રત્ન ‘ નામ આપે છે.

- વિશ્વ સ્કાઉટ & ગાઇડ દિવસ

23 ફેબ્રુઆરી

- પ્રત્યેક વસ્તુને પોતાનું સૌદર્ય હોય છે , પણ બધાં જ તેને જોઇ શકતાં નથી.

24 ફેબ્રુઆરી

➢ ગુણવાન માણસની સોબતથી ક્ષુદ્ર માણસ પણ ગૌરવ પામે છે , ફૂલોનાં હારની સાથે દોરો પણ મસ્તક પર સ્થાન મેળવે છે.

- સ્ટીવ જોબ્સ ને જન્મ – 24-2-1955
- કેન્દ્રિય આબકારી દિવસ

## 25 ફેબ્રુઆરી

- પ્રેમનાં છ લક્ષણ છે (1) તે આપે છે (2) સ્વીકારે છે (3) ગુપ્ત વાત કહે છે (4) પૂછે છે (5) ભોગવે છે અને (6) ભોગવવા દે છે .

- લોકસેવક રવિશંકર મહારાજનો જન્મ 25/2/1884

26 ફેબ્રુઆરી

➢ આશાવાદી મનુષ્ય જીવનમાં કદી પછડાટ ન ખાય.

- રાષ્ટ્રીય સુરક્ષા દિવસ.
- વીર સાવરકર અવસાન 1966

27 ફેબ્રુઆરી

➢ સાચો જ્ઞાની ક્યારેય કોઇને અજ્ઞાની નહિ માને.

- ચંદ્રશેખર આઝાદનું અવસાન. 27/2/1931

28 ફેબ્રુઆરી

➢ વનમાં અને જીવનમાં માર્ગ ભૂલ્યાં એટલે ભવ ભૂલ્યાં.

- રાષ્ટ્રીય વિજ્ઞાન દિવસ
- સી.વી રામનનો જન્મદિવસ

## 29 ફેબ્રુઆરી

- ચહેરા પર ખુશી દરેક કાર્યને સરળ બનાવે છે.

- મોરારજીભાઇ દેસાઇનો જન્મદિવસ– 29/2/1896

## 1 માર્ચ

- માર્ગ ધીમેધીમે કપાય , ગોદડી ધીમેધીમે સિવાય , પહાડ ધીમેધીમે ચડાય , વિદ્યા અને દ્રવ્ય પણ ધીમેધીમે મેળવાય. આમ , આ પાંચ વસ્તુઓ ધીમેધીમે જ સિધ્ધ થાય.

2 માર્ચ

- ક્ષમા જેવું તપ નથી ,સંતોષથી ઉત્તમ સુખ નથી,તૃષ્ણા જેવો બીજો કોઇ રોગ નથી , અને દયા કરતાં ઊંચો કોઇ ધર્મ નથી.

3 માર્ચ

- ઉપદેશ આપવો સહેલો છે ,

  ઉપાય બતાવવો અઘરો છે.

- કવિવર રવિન્દ્રનાથ ટાગોર.

4 માર્ચ

- શાળા એ બગીચો છે , અને બાળકો તેનાં  ફૂલ છે.

5 માર્ચ

- બગીચામાં ફૂલની જેમ માનવ મનમાં સુંદર વિચારો ખીલવાં જોઇએ.

## 6 માર્ચ

- ઉદ્યમથી જ કાર્યો સિધ્ધ થાય છે. નહિ કે કેવળ મનોરથો ઘડવાથી , સૂતેલાં સિંહના મુખમાં પશુઓ પોતાની મેળે જઇને પ્રવેશતાં નથી.

7 માર્ચ

- કબૂતરને પીખવામાં ગરુડનું ગૌરવ હોતું નથી.

## ૪ માર્ચ

- જ્યાં નારીઓનું સન્માન કે આદર થાય છે , ત્યાં દેવતાઓનો વાસ હોય છે.
- યત્ર નાર્યસ્તુ પૂજ્યંતે , રમંતે તત્ર દેવતાં.

- વિશ્વ મહિલાદિન

૭ માર્ચ

- પતંગીયુ થોડી ક્ષણો જીવે છે , તોય એની પાસે પૂરતો સમય હોય છે.

  - રવિન્દ્રનાથ ટાગોર.

- 9/3/1951 ઝાકીર હુસેન

10 માર્ચ

➢ સમય અને સાગરની લહેર કોઇની વાટ જોતાં નથી.

11 માર્ચ

- પરિવર્તન જ સૃષ્ટિ છે, જીવન છે. સ્થિર થઇ જવું એ મૃત્યુ છે.

11/3/1863 સયાજીરાવ ગાયકવાડ

12 માર્ચ

- જો તમે ખુદને યોગ્ય બનાવી લો. તો તમને મદદ આપોઆપ મળી જશે.

-12/3/1930 દાંડીકૂચ

13 માર્ચ

- થોડા સા જૂઠ  મનુષ્ય કા નાશ કરતા  હૈ.

14 માર્ચ

- વિશ્વાસ મહાન હોય છે, તે પહાડોને પણ કાપી નાખે છે.
  - શેક્સપિયર

15 માર્ચ

- જો તમે સૂર્યજેવાં તેજસ્વી તથા ચંદ્ર જેવા શીતળ ન થઇ શકો તો કાંઇ વાંધો નહિ , પરંતુ રાહુ તો ન જ બનો.

# 16 માર્ચ

- કીસી કી મેહરબાની માંગના અપની આઝાદી બેચના હૈ

17 માર્ચ

- જેમ આંખ એ માનવીનાં અંતરનો અરીસો છે, તેમ જીભ એ ચારિત્ર્યનો અરીસો છે.

18 માર્ચ

➢ માનવી ભલે મૃત્યુને આધીન હોય, માનવીનાં સદગુણો તો મૃત્યુંજય હોય છે.

19 માર્ચ

- ભૂતકાળનાં કાર્યોમાંથી વર્તમાનનું ઘડતર થાય છે. અને વર્તમાનમાંથી ભાવી ઇમારતનું ચણતર થાય છે.

20 માર્ચ

- ઇશ્વરે ધન ન આપ્યું હોય તો લગીરે મૂંઝાશો નહિ , અમીરી હ્રદય રાખશો તોય ઘણું છે.

- વિશ્વ ચકલી દિન

21 માર્ચ

- પહેલાં લાયક બનીએ ,પછી ઇચ્છા કરીએ, તો જ યોગ્યતા મુજબની પ્રાપ્તિ દોડતી આવશે.

- વિશ્વ વનદિન

22 માર્ચ

- વિદ્યા સમાન કોઇ નેત્ર નથી.

  સત્યનાં  આચરણ સમાન કોઇ તપ નથી.

  રાગ-આસક્તિ-મોહ સમાન કોઇ દુ:ખ નથી , અને ત્યાગ સમાન કોઇ સુખ નથી.

- વિશ્વ જળદિન

23 માર્ચ

- જગતમાં પહેલેથી કોઇ કોઇનો મિત્ર નથી કે શત્રુ નથી. જગતમાં મનુષ્યને જે મિત્રો અને શત્રુઓ મળે છે, તે તેનાં સ્વભાવને લીધે જ થાય છે.

- સંસ્કૃત સુભાષિત.

24 માર્ચ

- દરેક સારુ કાર્ય પહેલાં અસંભવ લાગે છે.

25 માર્ચ

- દાન આપવાથી માણસ સમૃધ્ધિવાળો થાય છે. વૃધ્ધોની સેવાથી બુધ્ધિવાળો થાય છે, અને અહિંસાથી દીર્ધાયુ થાય છે.

  - સંસ્કૃત સુભાષિત.

26 માર્ચ

- સારું અને બુરું બંન્ને  માનવીનાં અંતરમાં છુપાયાં છે. તમે સારાની શોધ કરો તો બુરૂ એની મેળે નાસી જશે.

27 માર્ચ

- માનવ જે છોડીને જવાનું છે, તેની પાછળ પડે છે, પરંતું જે સર્વકાળે સાથે રહે છે , એને ભૂલી જાય છે.

➢ ડોંગરેજી મહારાજ

# 28 માર્ચ

- જગતનાં મહાપુરૂષો  જીભથી નહીં , જીવનથી ઉપદેશ આપે છે.

29 માર્ચ

- બહુ ઓછાં માણસો પોતાને ઓળખી શકે છે, બહુંઓછાં માણસો પોતાની શક્તિને પ્રગટ કરી શકે છે, બાકી મોટાભાગનાં માણસો પોતાની શક્તિસાથે જ મૃત્યુ પામે છે.

  - ઇમર્સન

30 માર્ચ

- ખોટાં માર્ગે આપણે ગમે તેટલાં દૂર નીકળી ગયાં હોઇએ. પરંતું એનાં એ જ માર્ગે ચાલવા કરતાં પાછા વળવું એ જ સારું છે.

➢ ટોલ્સ્ટોય

# 31 માર્ચ

- કર્તવ્ય ભાગ્યે જ કોમળ હોય છે.

1 એપ્રિલ

- જીંદગી પળમાં વીતી જાય છે, પળનો સદઉપયોગ કરનાર માનવી જ સાચો પુરુષાર્થી છે.
- એપ્રિલ ફૂલ ડે.

# 2 એપ્રિલ

## સુખ અને દુ:ખ બન્ને ક્ષણજીવી છે.

## ૩ એપ્રિલ

- અન્યનાં જીવનપથ પર ફૂલડાં વેરે એનો જીવનપથ સુવાસથી મઘમઘે છે.

4 એપ્રિલ

- ગુસ્સા ઉપર પ્રેમથી, પાપ ઉપર પુણ્યથી, લોભ ઉપર દાનથી, અને જૂઠ ઉપર સચ્ચાઇથી જીત મેળવો.

  - ગૌત્તમ બુધ્ધ.

5 એપ્રિલ

- જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી કોઇએ નિરાશ થવું નહિં.

6 એપ્રિલ

➢ નમ્રતાનાં બીજમાંથી સદ્-ગુણોની ફૂલવાડી પ્રગટે છે.

- 6/4/1910 ચંદ્રવદન ચી. મહેતા.

7 એપ્રિલ

- સામાન્ય માનવીમાં ‘ઇચ્છા’ હોય છે. જ્યારે અસામાન્ય માનવીમાં ‘ઇચ્છાશક્તિ’ હોય છે.

- વિશ્વ આરોગ્ય દિન

૪ એપ્રિલ

- મનની મક્કમતા , વિચારોની દ્રઢતા ને વ્યવહારની ચોક્સાઇથી માનવીનું મૂલ્ય અંકાય છે.

  - 8/4/1915 યશવંત શુક્લ.

૭ એપ્રિલ

- પાણી અને વાણી બન્ને ગાળીને વાપરો.

  - 9/4/1887 રા.વિ.પાઠક

10 એપ્રિલ

➢ નિષ્ઠાપૂર્વક કામ કરો, નામ તમારી પાછળ દોડતું આવશે.

- 10/4/1755 ડૉ. સેમ્યુઅલ હાનેમાન – હોમીયોપેથી.

## 11 એપ્રિલ

- મૈત્રી એ  સુખનો ગુણાકાર અને દુ:ખનો ભાગાકાર છે.

- 11/4/1827 જ્યોતિબા ફૂલે.
- 11/4/1869 કસ્તુરબાગાંધી.

12 એપ્રિલ

- જીંદગીની વીતી ગયેલ પળ એક કરોડ સોનામહોર આપવાથી પણ પાછી મળી શકતી નથી.

  \- ચાણક્ય.

13 એપ્રિલ

- ‘સન્માન’ એ એવી વસ્તું નથી કે દાવો કરવાથી મળી જાય, એ તો લાયકાત હોય ત્યાં આપોઆપ જ આકર્ષાઇ આવે.

14 એપ્રિલ

- આળસ એ જીવતાં માણસની કબર સમાન છે.

  - ડૉ. બાબાસાહેબ આંબેડકર જયંતી.

15 એપ્રિલ

- અજ્ઞાની માણસ દુ:ખનાં અંતનો વિચાર કરે છે.

જ્યારે જ્ઞાની માણસ દુ:ખનાં કારણનો વિચાર કરે છે.

## 16 એપ્રિલ

- જાતને બદલી નાખો , જગત બદલાઇ જશે.

- 16-4-1903 ઝીણાભાઇ રતનજી દેસાઇ.
- 16-4 ઓરવીલ રાઇટ –વિમાનની શોધ.

17 એપ્રિલ

- ક્રોધ એ નિર્બળતાની નિશાની છે.

18 એપ્રિલ

- બાળક એ પ્રભુનાં  પયગંબર છે.

  - 18-4-1926 નિરંજન ભગત.

19 એપ્રિલ

➢ આજનો પુરુષાર્થ એ આવતી કાલનું ભાગ્ય છે.

- 19-4-1892 તારાબેન મોડક

20 એપ્રિલ

- જીભમાં ઝેર તો દુનિયા થી વેર.

21 એપ્રિલ

- પ્રાર્થનાએ હ્રદયનું સ્નાન છે.

22 એપ્રિલ

- બીજાની સાથે એવી ઉદારતાં રાખો, જેવી ઇશ્વરે તમારી સાથે રાખી છે.

- 22-4 પૃથ્વી દિન
- 22-4 રોબર્ટ ઓપન હેમર- એટમબોમ્બ નો શોધક.

23 એપ્રિલ

- ખાનદાન માણસની જબાન એક જ હોય છે.
  - વિશ્વ પુસ્તક દિન

24 એપ્રિલ

- ઊંઘ આવે ત્યારે ઊંઘી જાવ પણ જાગ્રત અવસ્થાની એક પણ ક્ષણ નકામી ન જવા દો. – વિનોબા ભાવે.

25 એપ્રિલ

- ધીરજ , ધર્મ, સ્ત્રી અને મિત્રની સાચી ઓળખાણ આકરા સમયમાં જ થાય છે. – રામચરિત માનસ.

26 એપ્રિલ

- જે વ્યક્તિ ગુસ્સાની એક પળ નિવારે છે , તે પસ્તાવાનો આખો દિવસ નિવારે છે.

27 એપ્રિલ

- એક જ પથ્થરથી બીજીવાર અથડાવું તે મૂર્ખતા છે.

- સિસરો.

28 એપ્રિલ

- માનવી પોતાનાં મનમાં પોતાનાં વિશે જેવું વિચારે છે , એવો જ એ બની જાય છે. – સ્વેટ માર્ડન.

29 એપ્રિલ

- થોડું વાચવું, વધારે વિચારવું, ઓછુ બોલવું અને વધુ સાંભળવું એ બુધ્ધિશાળી બનવાનો ઉપાય છે.

- રવિન્દ્રનાથ ટાગોર.

30 એપ્રિલ

➢ પ્રસન્નતા બધા જ સદગુણોની માતા છે.

- 30-4-1977 કાર્લ ફ્રેડ્રિક વૈજ્ઞાનિક

1 મે

➢ પાપ , અધર્મ અને કપટનું મૂળ લોભ જ છે.

2 મે

- જે ઓછું વિચારે છે, તે ઘણું બોલે છે.

5 મે

- જેને ઇશ્વરનો ડર નથી, તેનાથી ડરો.

10 મે

- નશીબને ભરોસે બેસી રહેવું તે કાયરતાની નિશાની છે.

14 મે

- જે પોતાનાં ધ્યેય પ્રમાણે ચાલે તે મનુષ્ય કહેવાય.

15 મે

- જેનું મન ના બગડે , તેનું કોઇ કાર્ય ના બગડે.

16 મે

- જે પોતાને ઓળખે છે, તે બુધ્ધિમાન છે.

17 મે

- જે મળે તેનાથી ચલાવી લેવું , તેનું નામ ત્યાગ.

18 મે

- વસ્તુનો લોભ થાય , ત્યારથી માણસ અંધ થાય.

20 મે

- બીજાને શાંતિ આપે તે સંત.

21 મે

- ના ગમે ત્યાં મૌન રહેજો, પણ અભિપ્રાય ન આપશો.

22 મે

- કુદરતનો ન્યાય એટલો છે કે, જે લૂટે છે, તે જ લૂંટાય છે.

23 મે

- જ્યાં શંકા ઉભી થાય , ત્યાં સંતાપ ઉભો થાય જ.

24 મે

- શાસ્ત્રમાં ધર્મ છે, મર્મ નથી. મર્મ જ્ઞાનીનાં હ્રદયમાં છે.

25 મે

- કોઇને દુ:ખ આપીને તમે સુખી ક્યારેય પણ ન થાવ.

27 મે

- જો બોજો માથે રાખો તો ભગવાન ખસી જાય.

28 મે

- ચિંતા કરવા કરતાં ઉપાય કરો.

29 મે

- અગવડમાં સગવડ જોતાં આવડશે , તો જ જગતનો છેડો આવશે.

30 મે

- કકડાટ કરવાથી માણસની શક્તિઓ ઘટી જાય છે.

3 જૂન

- સદ્ ગુણ વિના સુંદરતા અભિશાપ છે.

  \- ચીની કહેવત.

4 જૂન

- સજા કરવાનો અધિકાર તેને જ છે, જે પ્રેમ કરે છે.

  \- ગુરુદેવ ટાગોર

5 જૂન

➢ સત્ય એ એક એવી બાબત છે કે જેને કોઇ માનતું નથી.

- બર્નાર્ડ શો.

- વિશ્વ પર્યાવરણ દિન

6 જૂન

- પરાજયનો ડંખ અને વિજયનો ગર્વ આબે જેનાં જીવનમાં નથી તે જ સાચો મનુષ્ય છે.

- શેક્સપિયર

7 જૂન

- આપણે જેમને વધુ ચાહીએ છીએ તેનામાંજ આપણને સૌથી વધુ દુ:ખ આપવાની શક્તિ રહેલી હોય છે.

  - જૉફ ફ્લીચર.

૪ જૂન

- દુ:ખની કલ્પના કરીને દુ:ખી બનવું એ મૃત્યુ આવ્યા પહેલાં મરી જવા જેવું છે.

  \- પરાજિત પટેલ.

9 જૂન

- જ્ઞાન જ્યાંથી પણ મળતું હોય ત્યાંથી મેળવવું, કારણકે એ આપણો ખોવાયેલો ખજાનો છે.

- હજરત મહમંદ પયંગબર

10 જૂન

- આશા એ જાગ્રત માનવીનું સ્વપ્ન છે.

- એરિસ્ટોટલ.

11 જૂન

- જીવનમાં બધું સમજવા જેવું છે, ભય પામવા જેવું કશું જ નથી.

  \- માદામ ક્યૂરી.

12 જૂન

- કુદરતનો નિયમ એવો છે કે આ જગતમાં મહેનત વગર કશું જ મળતું નથી.

  - સર જહોન લલક

13 જૂન

- સંસારી દુ:ખનો અંત શોધે છે, જ્યારે સંત દુ:ખનું કરણ શોધે છે.

- મોરારીબાપું

14 જૂન

- ઇચ્છા ક્યારેય તૃપ્ત થતી નથી , પરંતું મનુષ્ય એનો ત્યાગ કરે તો તે સંપૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે.

- તિરૂવલ્લુવર

15 જૂન

- હું આશાવાદી છું કારણ કે નિરાશાવાદી થવાથી કોઇ લાભ નથી.

- ચર્ચિલ.

16 જૂન

- જીવન આરસી જેવું છે તેનાં તરફ મલકો તો મોહક લાગે અને ધૂરકો તો બેડોળ લાગે.

17 જૂન

- દ્વેષને પ્રેમથી જીતો , બુરાઇને ભલાઇથી જીતો, લોભને દાનથી જીતો, અને અસત્યને સત્યથી જીતો.

- ભગવાન બુધ્ધ.

18 જૂન

- નારીને અબળા કહેવી એ તેનું અપમાન કર્યા બરાબર છે.

  \- ગાંધીજી.

19 જૂન

- વિચાર વિહોણાં શબ્દો વાયરાં વિનાનાં શઢ જેવાં છે.

  \- ખલીલ જિબ્રાન.

20 જૂન

- મનુષ્ય પોતે જ પોતાનાં નશીબનો ઘડવૈયો છે.

  \- સ્વામી રામતીર્થ.

21 જૂન

- જે બીજાનાં જીવનમાં પ્રકાશ પાથરે છે , તે સ્વંય પણ તેનાથી વંચિત રહેતો નથી.

  - જે.એમ.બૈસી.

22 જૂન

- મિત્ર મળે ત્યારે આદર કરે , પાછળથી પ્રશંસા કરો અને જરૂર પડે ત્યારે મદદ કરો.

- અરસ્તું.

23 જૂન

- સ્વથી ખસ , પરમાં વસ , એટલું જ બસ.

- ડૉ. મફત ઓઝ.

24 જૂન

- આગળ ધપવા માટે અપૂર્વ અવસરોની રાહ જોઇ બેસી ન રહો , અવસર તો તમારે પેદા કરવાનો છે.

25 જૂન

- માણસની મહાન ખૂબી તેનાં સદ્વર્તનમાં રહેલી છે.

  - કુરાન

26 જૂન

- દાની , જ્ઞાની , ત્યાગી અને વિતરાગી એ સૌની પાછળ નમ્રતા રહેલી છે.

- ખલિલ જિબ્રાન

27 જૂન

- ઉદાર માણસ જીવનપર્યંત આનંદથી જીવે છે , અને કંજૂસ માણસ આજીવન દુ:ખી રહે છે.

- ઇલ ખતિમ

28 જૂન

- એક સારો વિચાર અનેક ખોટાં વિચારને દૂર કરી શકે છે.

  \- કોલ્ટન

29 જૂન

- ધરતે શું છે એને કૂવાનાં પાણી પરથી જાણો, અને માનવ શું છે એને એની આંખ પરથી જાણો.

  - લાઓત્સે

1 જુલાઇ

- તમારી વર્તણૂક તમારા સંસ્કારનું પ્રતિક છે.

  \- નોવાલીસ

2 જુલાઇ

- જે લોકો બીજાની ભલાઇ કરવાનું પસંદ કરે છે, તેનાં ભલા માટે જગતની સર્વ વસ્તુઓ હાજર રહે છે.

- જલારામ બાપા.

3 જુલાઇ

- સંકટનાં સમયમાં હિંમત ધારણ કરવી એ અર્ધી લડાઇ જીતવા બરાબર છે.

  \- પ્લોટસ

4 જુલાઇ

- ભૂલ સુધારતાં આવડે તો પગથિયું બને ,અને ન આવડે તો ખાડો બને.

5 જુલાઇ

- સારો વ્યક્તિ ગણિતનાં શૂન્ય જેવો હોય છે, જેની સાથે હોય એની કિંમત વધી જાય છે.

6 જુલાઇ

- જે ઝૂકી શકે છે એ આખી દુનિયાને ઝૂકાવી પણ શકે છે.

7 જુલાઇ

- બીજાની ભૂલો શોધવી ખૂબ સરળ છે , પણ પોતાની ભૂલો ઓળખવી ખૂબ અઘરી છે.

૪ જુલાઇ

- જૂઠું બોલનાર પ્રભુનો અનાદર કરે છે , અને પછી માણસથી બીવે છે.

  \- પ્લુબર્ક

૭ જુલાઇ

- વ્યક્તિ જ્યાં સુધી પોતાનાં દુ:ખને ગાયાં કરે છે ત્યાં સુધી તે દુ:ખી જ રહે છે.

10 જુલાઇ

- અન્યાય સહન કરનારાં કરતાં અન્યાય કરનાર વધુ દુ:ખી બને છે.

- પ્લેટો

11 જુલાઇ

- સત્યને દલીલની જરૂર હોતી નથી.

12 જુલાઇ

- મક્કમ મનોબળ હોય તો જ સિધ્ધિ મળે.

13 જુલાઇ

- જે વ્યક્તિ નિરંતર શોક કરે છે એને જીવનમાં ક્યારેય સુખ મળતું નથી.

14 જુલાઇ

- સફળતાનું કોઇ રહસ્ય નથી તે ફક્ત વધુ પરિશ્રમ ઇચ્છે છે.

15 જુલાઇ

- એક મિનિટમાં જીંદગી નથી બદલાતી , પણ એક મિનિટમાં વિચારીને લીધેલો નિર્ણય આખી જીંદગી બદલી નાખે છે.

16 જુલાઇ

- માણસને જ્યારે પોતાનો દોષ દેખાવા લાગે ત્યારે સમજવું કે તેની પ્રગતિની શરૂઆત થઇ ગઇ છે.

18 જુલાઇ

- મનની દુર્બળતાથી વધુ ભયંકર પાપ બીજું કોઇ નથી.

- સ્વામી વિવેકાનંદ

19 જુલાઇ

- જગત જૂઠું બોલશે , દર્પણ નહિં.

20 જુલાઇ

- પ્રેમ સૌ પર , વિશ્વાસ થોડા પર , દ્વેષ કોઇ પ્રત્યે નહીં.

21 જુલાઇ

- આંખમાં અમી તો દુનિયા ગમી , જીભમાં અમી તો દુનિયા નમી.

22 જુલાઇ

- સારું બોલે તે વક્તા અને સારું જીવે તે સંત.

23 જુલાઇ

➢ ભાષણ  રૂપેરી છે પણ મૌન તો સોનેરી છે.

24 જુલાઇ

- સવારમાં મોડાં ઊઠે તે જીવન માં પણ મોડાં પડે.

25 જુલાઇ

- અવગુણ તો નાવમાં પડેલાં કાણાં જેવો છે.

27 જુલાઇ

- આપણાં જીવનમાં જે કષ્ટો આવે છે તેને આપણાં પાપોનું પ્રાયશ્ચિત સમજવું.

  - હજરત મહમંદ પયગંબર

30 જુલાઇ

- પસ્તાવો પાપ ધોવાનું માનસરોવર છે.

31 જુલાઇ

- જેનાં જીવન અને કાર્યોથી સમગ્ર માનવજાતિનું કલ્યાણ થાય , તે જ સર્વોત્તમ માનવ છે.

 - હજરત મહમંદ પયગંબર

